ચાહ, બીડીના વ્યસનમાંથી પૈસા બચાવી આ ચોપડી ખરીદ કરવા ભલામણ કરૂં છું.

# કળીયુગ કાવ્યમાળા.


રચી, છપાવી પ્રસિદ્ધ કરનાર,

**વૈદ્ય સોમચંદ જેઠાલાલ શાહ.**

ગાળાની પોળમા માના નાની પોળ—અમદાવાદ.




ચા થી ચતુરાઈ ગઈ, ઘટ વીયને વાન,
બીડી તો બુ ડ તનુને નુકશાન


આવૃત્તિ ૧ લી — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૪. — સને ૧૯૧૮

ઘીકાંટાના પુલ નીચે શ્રી જૈન વિદ્યાવિજય પ્રી. પ્રેસમાં શા. ચુનીલાલ બમથાભાઈએ છાપી.—અમદાવાદ.

કીંમત રૂ. ૦-૧-૦

માન ગયુ દાનજ ગયું, નિતી જતાં બહુ શોક:
દેશી દુશ્મન થઇ પડ્યા, કાન ધરે નંજ કોક.

---

## ભણીને ભુલા પડ્યા.

ભણ્યા અમે બહુ ખંતથીરે, કોઇ નોકરી રાખોરે:
ભણ્યા અમે બહુ ખંતથી. એ—ટેક.
મેટ્રીક એમે એમમાંરે, જુવો બી, એ થયા પાસરે:
રાત દીવસ મહેનત કરી, નોકરી મેળવવા ખાસરે. ભણ્યા.
યસ નોન ગોટપીટ કરતાંરે, અમે સીખ્યા બહુ ભારીરે:
ડ્રેશ પહેર્યો શોભતો, અમારી જુવો હુંશીઆરીરે. ભણ્યા.
હુન્નર અમે નથી શીખ્યાઆરે, નથી તેની નીશાળરે;
ઇતિહાસ ભુગોળ વાગેરે, અમે શીખ્યા તત્કાળરે. ભણ્યા.
ભણનારા જેમ વધીઆરે, તેથી લેશન વધ્યાં આજરે:
ચશ્મા આંખ આવીઆ, પાકી ગયાં મગજરે. ભણ્યા.
સરકાર નોકરી આપેછેરે, પણ વધુ ક્યાંથી લાવેરે;
એક જગ્યા ખાલી પડતાં, પચી પચા અરજી આવેરે. ભણ્યા.
અમને માન સૌ આપતારે, તમે થયા વીદ્વાનરે;
નોકરીઓ અમે શોધીએ, એવા બન્યા નાદાનરે. ભણ્યા.
રજવાડામાં મળે નોકરીરે, જેને વગવસીલોરે;
વિદ્વાને માન નથી આપતા, જોઇએ વસુ વસીલોરે. ભણ્યા.
તેથી અમો ટેલ નાખીએરે, કોઈ નોકરી રાખોરે;
નહીતો નોકરી અપાવો તો, ઉપકાર માનીએ આખોરે. ભણ્યા.
હુન્નર સીખવા જોઇએરે, વળી ખાવા જોઇએ દામરે;
પૈસા ક્યાંથી લાવીએ, રળવા પૈસા કેમરે. ભણ્યા.

નોકરી વીનાં નથી સુઝતુંરે, જીંદગી એળે જાયરે;
અડધી કાઢી ભણતરમાં, બાકી ધન વીના ધોવાયરે. ભણ્યા.
આગેવાનો હુન્નર કાઢવારે, સૌને ઉપદેશ કરતારે;
કહેનારા નથી કરતા, તાલીઓ પાડી ઘેર જાતારે. ભણ્યા.
શ્રીમંતો સુઈ ગયારે, રજવાડા કયાંથી જાગેરે;
બોલનારા બોલી રહ્યા, કેને હૈયે વાગેરે. ભણ્યા.
સોમચંદકહે તમે સાંભળોરે, નથી વિદ્યાને માનરે;
ભણીને ભુલા પડ્યા, નહીં સુણે કોઈ કાનરે. ભણ્યા.

## હોટલ વીષે.

હોટલમાં જઈએ હોંશથીરે, પડ્યો ચા'યનો સ્વાદરે;
હોટલમાં જઈએ હોંશથી. ટેક
હોટલ હૈયાનો હાર છેરે, ચા જઠરાને ઠારનાર;
બીડી છાતીનું તેજ છે, બન્ને વીર્યને તાવનાર. હોટલ.
ઉઠતાં બેસતાં બીડીઓરે, ઉપર બીસકુટ ચા'યરે;
ખાખું થયું ક્ષય રોગનું, થયો છાતીમાં દાહરે. હોટલ.
પહેલા પ્રહરમાં ઉઠતારે, લેતા પ્રભુનું નામરે;
આજ તો બીડી મુખમાં, કાંડી ઘસતા તમામરે. હોટલ.
પાયખાનામાં બેશીનેરે, બીડી પીવે છે આજરે;
નાના મોટા સર્વે દેખાદેખી મુકી લાજરે. હોટલ.
બે આનાની ચા' બીડીઓરે, બે પૈસાનાં પાનરે;
અઢી આના રોજ જોઈએ, ઘણા પીવે છે વાર્દનરે. હોટલ.
ઘંટી ચાટે ઘરનાં છોકરાંરે, નથી ખાવાને અન્નરે;
તોયે હોટલ મને વ્હાલી, ભલે ભુખે મરે તનરે. હોટલ.
ડોકટર વૈદ્ય હકીમનેરે, ગળે પડી બીડી ચાયરે;

સોમચંદ કહે હવે શું કરૂં, નથી મારો ઉપાયરે. હોટલ.
રામ બીડીનું નામ છેરે, આ' પ્રભુનું નામરે,
દેવ–મંદીર હોટલ છે, ચાલો જઇએ તમામરે. હોટલ.

## જુનો જમાનો.

જુનો જમાનો વહી ગયોરે, આવ્યો નવો જમાનોરે;
જુનો જમાનો વહી ગયો. ટેક.
જે જે ગોપાળ મુખ બોલતારે, હતા ગવપાળકરે;
સાહેબજી મુખ ઉચ્ચારતાં, બન્યા ઘોડાપાળકરે. જુનો.
ઘેર ઘેર ગાયો પાળતારે, ખેતીવાળા પાળે બેંસોરે;
દુધ દહીથી વાળુ કરતા; આજે સફરેટ દુધ છાશોરે. જુનો.
દુધના સંચા થયા દેશમાંરે, તેમાં દુધ પીલાયરે;
માંખણ મલાઈ પરદેશમાં, દેશી કુચા ખાયરે. જુનો.
ખેડુતોએ ખેતી મુકીનેરે, ગુલામગીરી કરવા માંડીરે;
ઉત્તમ ધંધો ખેતીનો, નીચે ધંધે નજર પોચાડીરે. જુનો.
ધનવાનો કોઠારે ભરતારે, તમે કોઠીએ ભરતા અન્નરે;
રૂપીઆનુ લાવી ખાવછો, એવો આવ્યો છે દીનરે. જુનો.
દુકાળથી નહોતા ડરતારે, આજે રોજ દુકાળરે;
ઉપરથી ટાપટીપ રાખતા, અંદર પેઠોછે કાળરે. જુનો.
શરીરમાં તે પેસીનેરે, બેઠા પીવેછે લોહીરે;
ત્હોયે આંખો નથી ખુલતી, તમે ફેશનબાઈ મોહીરે. જુનો.
ઘોડા ગાડીઓ દોડાવતારે, ભલે મોટરોમાં બેસોરે;
નાણાં લોકોનાં જમે રાખીને, કંદની થાપણો ઓળવશોરે. જુનો.
હાટ ભાડે ઘર ભાડેછેરે, જુવો વાણોતરને વ્યાજરે;
શેઠાણી બેઠાં લાપસી જમે, નથી દેવાળામાં લાજરે. જુનો.

# કળીયુગ ઘેરઘેર.

કળીયુગ ઘેરઘેર વ્યાપીઓરે, ભજવે નવા નવા ખેલરે;
કળીયુગ ઘેરઘેર વ્યાપીઓ. ટેક.
ગુરૂએ શાસ્ત્ર ભણાવીઓરે, દીધુ વીદ્યાનું દાનરે;
ચેલે ગુરૂની સેવા કરી, આપી ગાળોનુ માનરે. કળીયુગ.
માબાપે ઉછેર્યો બેટડોરે, મોટા થયે દેશે સુખરે;
પરણ્યા પછી થયો નારનો, માબાપને દીધુ દુઃખરે. કળીયુગ.
સાસુ રસોડામાં રાંધતીરે, વહુ હીંચકે હવા ખાયરે;
વહુને વશ બેટા થયો, કે'તો નથી કાંયરે. કળીયુગ.
બાપ દીકરાને નથી બનતુરે, માને દેછે ગાળરે;
સાસરીઆનો થઇ રહ્યો, કેને ઉછેર્યો બાળરે. કળીયુગ.
નિર્ધનને ત્યાં છોકરાંરે, નથી ખાવાને ધાનરે;
ધનવંતને એકે નહી, જ્યાં ખાવાનુ છે અન્નરે. કળીયુગ.
નીચ તણે ઘેર લક્ષ્મીરે, ઊંચ અતિ રીબાયરે;
પાપી સુખને ભોગવે, ધર્મી દુઃખે દુભાયરે. કળીયુગ.
નારી રૂવેછે બાળનેરે, નથી થતો મને એકરે;
રાંડી રાંડને થાય છે, કરે ગર્ભપાત અનેકરે. કળીયુગ.
ભગવાં પહેરેછે લુગડાંરે, મોટા ભગત કહેવાયરે;
કથા કીર્તન અતિ કરે, ભોળા જન ભોળવાયરે. કળીયુગ.
ખરા સાધુ જડતા નથીરે, ઢોંગી સાધુ પુજાયરે;
માલ મલીદા ખાયછે, ખરા વનફળ ખાયરે. કળીયુગ.
સોમચંદ કરેછે વીનતીરે, હવે થયો આડો આંકરે;
સાધુ સુધરેતો સૃષ્ટી સુધરે, તેમાં કેનો કાઢુ વાંકરે. કળીયુગ.

## જુના રીવાજને જુતુ માર્યું.

જુના રીવાજને જુતુ મારીયુરે, પેદા નવા રીવાજરે;

જુના રીવાજને જુતુ મારીશું. ટેક.
નારી પહેરે પોલકુંરે, પહેરે જીણાંરે વસ્ત્ર;
શરીર બધું દેખાય છે, તેમાં ભળાંછે સહસ્ત્ર. જુના.
પહેરે ધોળા ધોળા ઘાઘરારે, નીચે ઝાઝી છે ઝુલરે:
વાંકા પાંથી પાડી પ્રેમદા, આવ્યો કળીયુગ હળાહળરે. જુના.
હાથે ચુડી નથી શોભતીરે, પહેરે બંગડીઓ આજરે:
પર પુરૂષ કર આલતાં, નથી આવતી લાજરે. જુના.
પહેરી સપાટ રોફ મારતીરે, ચાલે ચમકતી ચાલરે:
અડધે માથે ઓઢતાં, નથી આવતી લાજરે. જુના.
કાંટા નાકે નથી શોભતારે, ચુની પેરેછે નારરે:
ગયાં કલ્લાંને કાંચળી, પેઠો પોલકાંનો રીવાજરે. જુના.
જુના ઘાટ નથી શોભતારે, જોઇએ નવા નવા ઘાટરે:
દરજી સોનીને કમાવવા, કેવો રચ્યો છે ઠાઠરે. જુના.
કુવે પાણી નથી ખેંચવારે, નહી ઘંટી તણાયરે:
ઘેર બેઠે પાણી આવતુ, સંચે લોટ દળાયરે. જુના.
સવાર બપોર કે સાંજનોરે, પીવા જોઇએ ચાયરે:
તે વીના કામ નથી સુઝતુ, રસોડાની માંયરે. જુના.
સાસુ સસરા જેઠનીરે, નથી કાઢતી લાજરે:
ધણીને ધમકાવતી, કેમ કાંઇ લાવ્યા ન આજરે. જુના.
ખાવા પીવાને ઓઢવારે, બીજુ કાંઇ ન કામરે:
ધણી કમાય કે ન કમાય, મારે જોઇએ તમામરે. જુના.
ઘણા સુવાનો સોગછેરે, નથી પહેરવાનો સોગરે;
સતી સ્ત્રી કોને કહીએ, તજે સોળ શણગારરે. જુના.
વહુ દીકરી રાંડી રાંડનેરે, નહી ઓળખો ભાઇરે.

સરખુ હીંડવુ ને સરખુ પહેરવુ, સરખુ બોલવાનુ કાંયરે. જુના.
સોમચંદ કહે જગદીશનેરે, હવે થયો આડો આંકરે;
નજરે જોયું તેવું લખીયું, નથી તેમાં મારો વાંકરે. જુના.

## ફેશનબાઇ.

ફેશનબાઇ પધારીયાંરે, તમે જુવો ભાઇ આજરે;
ફેશનબાઈ પધારીયાં. ટેક.
ફેનશી પહેર્યાં પોલકાંરે, ફેનશી સાડી અડધે માથેરે;
પહેર્યા ફેનશી ઘાઘરા, પાડી માથે આડી પાંથીરે ફેશન.
નાકે સુની શોભતીરે, હાથમાં ફેનશી રૂમાલરે;
કેડે કુંચીઓનું ઝુમખું, જુવો ફેશનબાઇનો તાલરે. ફેશન.
પગે સપાટો ઓપતીરે, કંઇ પહેરે બુટ આજરે;
પાન બીડી મુખે ચાવતી, જાય ઊભી બજારરે. ફેશન.
ભણેલી ચશ્મા ચઢાવીનેરે, નજર માંડી નીહાળેરે;
મડમ સરખી બની ઠની, ચાલે હરતે ચેરેરે. ફેશન.
ઝીણાં પહેર્યા લુગડાંરે, જેથી અંગ દેખાયરે;
પર પુરૂષે અંગ દેખીયું, સતી નારી ન કહેવાયરે. ફેશન.
રાંડી માંડી સરખી બનીરે, નહી ફેશનમાં ફેરરે;
નાકે સુની કાચની બંગડી, નહી પહેરે રાંડી નારરે, ફેશન.
પહેરવા ઓઢવા ફરવારે, જેને આપી છે છુટરે,
તેને વ્યભીચાર વળગ્યો, સોમચંદ કહે છે ખચીતરે. ફેશન.

## ફેશન વળગી ભાઇને.

ફેશન વળગી ભાઇનેરે, તમે જુવો તેમનો ફૂશરે;
ફેશન વળગી ભાઇને. ટેક.
છેલ છબીલા બનવારે, રોજ હજામની વધારીરે.

પાછળથી ફેનસી કાતરી, આગળ વાળ વધારારે. ફેશન.
સેન્ટ લવન્ડર આરસીરે, માથે આંબળાનું તેલરે;
આગળ ઓળી પાડી પાંથીઓ, ભાઈ બન્યા તાલમેલરે. ફેશન.
માથે ટોપી ઘાલી શોભતીરે, વળી પહેર્યું ખમીસરે;
કોટ પાટલુન પહેરીને, બોલે વેલ વેલ ધીસરે. ફેશન.
બુટ સ્ટોકીંગ ના ઊતરેરે, ફરતાં ઘરમાં કે બહારરે;
રાખ્યા આડંબર ઈંગ્લીશ રીતનો બન્યા ઈંગ્રેજ બાળરે. ફેશન.
ઘરેણામાં ઘડીઆળ છેરે, હાથે શોભે છે કફરે;
ગળે કલર નેકટાઈને, પહેરી મારે છે રોફરે. ફેશન.
બીડી સીઝર ચીરૂટનારે, સળગાવી કાઢ્યા ગોટારે;
પાનની બીડી ચાવતાં, ઘરમાં વાળ્યા ગડબડ ગોટારે. ફેશન.

## કેમ ! કળીયુગ નથી વ્યાપ્યો.

કેમ કળીયુગ નથી વ્યાપીયોરે, જુઠું બોલે નરનારરે;
કેમ કળીયુગ નથી વ્યાપીયો. ટેક.
ધર્મી કરમી નથી દેખતારે, મોટા વરત્યો જગમાં કેરરે;
અધર્મી અથડાય છે, આજ જુવો હેરેહેરરે. કેમ.
પતીવ્રતા ( નારી ) નથી દેખતારે, પરનરશું કરે નેહરે;
મલીનતા વ્યાપી જગમાં, બગડ્યો સૌનો દેહરે. કેમ.
પાખંડીઓએ ખાધી પૃથ્વીરે, ખાધો ધુતારે દેશરે;
અધર્મ ઝાઝો થાય છે, સહુજનમાં પેઠો કલેશરે. કેમ.
ઘણા સાધુએ માળા જપતારે, નારી રમવા ઇચ્છું ચીતરે;
શુદ્ધ રહી શું ભજશે નરકે પડવાની રીતરે. કેમ.
ન્હાય નહી ઘણા સાધુઓરે, પ્રભુની સેવા કેવી હોયરે;
સ્વધર્મનું મુળ જાણનાર, એવા નજરે દીઠા કોયરે. કેમ.

દેશમાંથી દવ લાગીઓરે, દંભીક જનનું ભારે ડોળરે;
ગાદી છોડી કળીયુગમાં નરપતી ધરશે હોળરે. કેમ.
રજપુતોનું શૂર ઘટીયુંરે, નહી મેળવે રણમાં જીતરે:
બળીઆ નીર્બળ થઇ રહ્યા, ભુમી થઇ છે નષ્ટરે. કેમ.
દારૂ ઘણો વપરાય છેરે. ઊંચી વર્ણમાં આજરે;
નીચા કર્મોથી બુદ્ધિ બગડી, લોપી કુળની લાજરે. કેમ.
પૃથ્વીમાંથી પાક ઘટીયોરે, પુરતો થાય નહી વરસાદરે;
નદીઓ સુકાવા લાગી, મેલી સીંધુએ મરજાદરે. કેમ.
દુધ ઘટયું ગાય ભેંસનુંરે, ઘોડાગાડીએ જોડાયરે:
દુનિયામાં ઉલટું થાય છે, વધ્યો અસત્ય ઉન્માદરે. કેમ.
પોતાના ધણીને ખવરાવતારે, કંઈ નારીઓ ઝેરરે;
એક બીજાની જોડે જાય છે, કળીએ કીધો કાળો કેરરે. કેમ.
ભાર બોજ સૌનાં ઘટીયાંરે, ઘટયાં સગાનાં હેતરે:
મા બાપ ભુખે મરતા, દીકરા ભરે છે પેટરે. કેમ.
નીચ ઉંચમાં ફેર ના રહ્યોરે. વધ્યું હોટલનું જોરરે:
ખાલી ભભકા બતાવના નથી તનમાં તોરરે. કેમ.

## વીપ્રો સુધરે તો સૃષ્ટી સુધરે.

બ્રાહ્મણો શીખ્યા ભીખ માગતારે, કરમે રહ્યું પનરાળુરે;
બ્રાહ્મણો શીખ્યા ભીખ માગતા. ટેક.
નહાવુ ધોવું નથી ગમતુરે, નથી આચાર વીચારરે:
વેદના શાસ્ત્રો ન ભણ્યા, મુકી સંધ્યાને પુજાયરે. બ્રાહ્મણો.
પુસ્તક પાનાં મુક્યાં પેટીમાંરે, મુકયો ગાયત્રીનો પાઠરે;
વીપ્રે વહેપાર ઝાલીયો, ભજવે ભીક્ષાનો ઠાઠરે. બ્રાહ્મણો.
મુખે મંત્ર ઉચ્ચારતારે, આવતા દેવ સન્મુખરે:

મુખે આશીર્વાદ આપીને, દેતા સર્વેને સુખરે. બ્રાહ્મણો.
ચાવે તમાકુ મુખથીરે, બન્યા બીડીના પીનારરે:
દારૂ ગાંજો અને ભાંગના, હુવા શોખીન અપારરે. બ્રાહ્મણો.
સૃષ્ટી વીપ્રો પુજાવતારે, પુજે મોટા મોટા રાયારે:
તે વીપ્રો ચાલ્યા ગયા, હવે રહ્યા નમાયારે. બ્રાહ્મણો.
જોશ જોનારા નથી જોશીયોરે, નથી પંડીતોના લેખરે:
સાત પેઢીનાં નામ બોળીયાં, ઉપર મારીછે મેખરે. બ્રાહ્મણો.
ચા' પીવા હોટલમાંરે, જુવો વીપ્રો જાયરે:
સૌની સાથે બેસીને, પુરી સાક ભજીઆં ખાયરે. બ્રાહ્મણો.
પીતાંમ્બર પહેરી નાહ્યા વીનારે, જાય જમવાને આજરે:
વીપ્રો રહ્યા છે નામના, લાડુ જમવાને કાજરે. બ્રાહ્મણો.
વીપ્રોને દેવ સમ ગણતારે, પુજતા તેમના પાયરે:
વીપ્રો કહે તેમ કરતા, એવા વીપ્રો નથી કાંયરે. બ્રાહ્મણો.
સોમચંદ કહે જગ ઈશનેરે, લાંબા લખું કેટલા લેખરે:
વીપ્રો સુધરે તો સૃષ્ટી સુધરે, મારી વીધાત્રાએ મેખરે. બ્રાહ્મણો.

## આળસ્ય નવ કરશો.

આળસ્ય નવ કરશોરે, તેમાં પડશે વીઘનરે;
આળસ્ય નવ કરશો. ટેક.
જો કરી જોવું તે ઉછરે, મળતો નાવે સ્વભાવરે:
આખી ઊમરમાં એહનો, દેખો દુઃખનો દેખાવરે. આળ.
મોટી ઉમરની બાળા થાય છેરે, જ્યારે ઉપજે અંકારરે:
તેના મુખની ગાળો, ખાય મા બાપ ગોરરે. આળ.
સમજણુ કાચી બાળાતણીરે, નહી મન તેનું ઠારરે:
કહો તેને કેમ કરાવીએ, આખા ભવનો કરારરે. આળ.

પંચને સાક્ષી રાખીનેરે, અગ્ની રાખી જમાનરે;
શું સમજે નાનાં બાલુડાં. જેને જરીએ ન જ્ઞાનરે. બાળ.
માબાપની મુરખાઇનોરે, એ તો છે આડો આંકરે;
વાંકું થયા પછી બોલતાં, કાઢે કરમનો વાંકરે. બાળ.
લ્હાવો લેવાની લાલચેરે, કંઈ પૈસા લેવા કાજરે;
આંખ્યો વીંચીને ઊંડે કુવે, નાંખે બાળાને આજરે. બાળ.
બાળ વરસની બાળીકારે, જણી કરશે શું ન્યાલરે;
કાં તો મરે એ બાળીકા, નહીં તો મરે તેનો બાળરે. બાળ.
છોકરો નીશાળે ભણતોરે, કાં તો મોઈ દંડે રમતોરે;
બાળા પરણાવી બાળને, કેવું સુખ ભોગવતોરે. બાળ.
કાચાં બંધારણ તોડાવીયાંરે, જોવા પૌત્રનું મુખરે;
પુત્રનું સુખ ગુમાવીયું, જુવો બાળ વીધવા દુઃખરે. બાળ.
પાછળથી પસ્તાઇએરે, એવો કરીને અનર્થરે;
પાણી પીને ઘર પુછવું, એથી સરે શું અર્થરે. બાળ.
જેવું બી ( ખેતરમાં ) વવરાવશોરે, તેવું લણશો ભાઇરે;
કાચા બીના છોડવા, જુવો જાય છે ચીમરાઇરે. બાળા.
બાળ વીધવાનું દુઃખ દેખીનેરે, તમે કરશો વીલાપરે;
સોમચંદ કહે હવે શું કરૂં, પહેલાં મુકયો ગળે કાપરે. બાળા.

---

## તમારાં બચ્ચાં વ્હાલાં હોય તો વાંચો.

આજકાલ કેફી ચીજની મેળવણીથી ગોળીઓ બનાવી નાનાં બચ્ચાંને ખવરાવવામાં આવે છે, તેથી શરૂઆતમાં બચ્ચું સારૂં રહે છે, પછીથી ઝાડાની કબજીઆતો થઈ દરેક રોગો ઉત્પન્ન થાય છે ને બચ્ચું ઘણુંજ પીડાય છે નો ?

**ઘણા વખતથી વપરાતી અને બચ્ચાંઓનનો આશીર્વાદ લેતી.**

## બાળ સંજીવન સોગટી.

દરેક બચ્ચાંના માબાપોને વાપરવા ભલામણ કરીએ છીએ કેફી ચીજની મેળવણી આવતી નથી છતાં આ સોગટી દીવસમાં એકવખત પાણીમાં બેલસરકા ઘસી પાવાથી બચ્ચું ઘણુંજ હુશીઆરીમાં રહે છે, ઝાડો સાફ લાવેછે. સ્ત્રીઓને કોઈ રતવા હોય છે તેથી બચ્ચું ધાવણથી ઘણુંજ પીડાય છે, શરીરે સુકાય છે, તાવ વીગેરે દર્દો લાગુ પડે છે અને તે સીવાય વરાદ, સસણી, તાવ, ઉધરસ વીગેરે દર્દો આ ગોળી વાપરવાથી દુર કરી બચ્ચાંને રૂષ્ટ પુષ્ટ બનાવે છે. કીં. રૂ. ૦-૫-૦

---

## ☞ રૂપીઆ પાંચ ઈનામ. ☜

**દુનિયાં કહેછે કે આંખ એ જીંદગીનું સાર્થક છે? તો ધ્યાન દઇ પુરેપુરૂ વાંચો.**

રાતના અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ, નામુ લખનાર વેપારીઓ, કારકુનો, માસ્તરો તથા નકસી કામ કરનાર કારીગરો, ઈજનેરો, વીવીંગ માસ્તરો, શેઠ શાહુકારો અને રાજ દરબારમાં વાપરવા લાયક અને લહેજત આપનાર.

પારાથી મર્દન થએલો, ભીમસેની બ્રાસથી ઘુંટાએલો, ગુલાબજળના પટે ચઢેલો, સીસાથી શોધાએલો, જસતના ખાપરીયાથી મેળવાયેલો, સાચા મોતીની ભુકીથી લસોટાયેલો, આંખના દરેક દરદોને મટાડનાર. **સાચા મોતીનો સુરમો** નથી તેવી ખાત્રી કરી આપનારને રૂપીઆ પાંચ ઇનામ આપવામાં આવશે. આ સુરમો સવાર સાંજ આંખમાં આંજવાથી આંખમાંથી પાણીનું ઝરવું, ઝાંખ, છાયા, આંખ ઝીણી પડવાથી કમ નજર થઇ લોચા વળે છે. આ-

મરથી આંખમાં આવતી ચેળ, વેગ, બળતરા, કળતર, થતો મોતીઓ, પાંપણોનું ખરવું, પીયા બળવા વગેરે દરદોને અટકાવી આરામ કરે છે. ઘણાક ગૃહસ્થો કહે છે કે સારી આંખ હોય ને શા માટે સુરમો આંજવો જોઈએ? તો જેમ ન્હાવાથી મેલ નીકળી શરીર સ્વચ્છ થાય છે તેમ સવાર અગર સાંજે સુરમો આંજવાથી ગરમી કાપી આંખમાં ભરાયેલો મેલ નીકળીને આંખને ચોખ્ખી રાખે છે. આપે ઘણાક સુરમા વાપર્યા હશે પણ પારાથી મર્દન થએલો હીંદુસ્તાનમાં પહેલ વહેલોજ બહાર પડેલો છે. અમારા સિવાય હજી સુધી કોઈએ બહાર પાડેલો નથી. કીમત તોલાના રૂ. ૨–૦–૦ પા તોલાના રૂ. ૦–૮–૦. **૧ વીર્યવર્ધક ગુટીકા**—(ધાતુપુષ્ટી માટે ગોળી)—મુખધાત, પેશાબ અને દસ્ત વખતે ધાત નીકળવાથી હાથપગ ચુંથાતા હોય, મગજ ચઢતું હોય, યાદશક્તી નાશ પામી હોય, ગમે તેવો જુનો પ્રમેહ થયો હોય, તે માણસે સવાર સાંજ એકેકી ગોળી દુધ યા પાણી સાથે ગળવાથી લોહીને સુધારી વીર્યને વધારી શક્તી આપે છે. કીં. ગોળી ૩૨ નો રૂ. ૧–૦–૦. **૨ ઝનાના** ધૃત—ઘણા વીષયથી તથા હસ્તક્રીયાની કુટેવથી રગોનું સીથીલપણું થયું હોય તે માણસે આ ધ્રતનું માલેસ કરવાથી રગોમાં નવો જુસ્સો પેદા થાય છે. કીંમત તોલાના રૂ. ૫–૦–૦ સેમ્પલના રૂ. ૧–૪–૦. **૩ અમીવર્ધક પીલ્સ**—પાનમાં ખાવાથી લ્હેજત આપે છે. ખાલી ઉધરસ, ગળામાં દુખાવો, ચોરીઆ આવવા તથા સાદ બેસી ગયો હોય તે માણસે ગોળી મોંમાં રાખી રસ ઉતારવાથી મટાડે છે. ને કંઠને સુધારે છે. ગોળી ૧૦૦ ના રૂ. ૦–૪–૦. **૪ જવરાદી ગુટીકા**—આ ગોળી સવાર સાંજ એકેકી પાણી સાથે ગળવાથી એકાંતરીઓ, ચોથીઓ, રો-

જુદા જુદા જ્વરને ઉતારે છે. મળ સાફ કરી નળબંધ વાયુ મટાડી ભુખ લગાડે છે. કી. ગોળી ૩૨ નો રૂ. ૦—૮—૦.

**૫ રાજરોગ ગોળી**—આ ગોળી સવાર સાંજ એકેકી ખાવાથી શ્વાસ, કાશ, દમ, ઉધરસ, ગોળા આફરો, બરોળ, વીગેરેને મટાડે છે. કી. ગોળી ૪૦ નો રૂ. ૧—૦—૦. **૬ રામબાણ ગોળી**—સવાર સાંજ એકેકી ગોળી પાણી સાથે ગળવાથી દુઝતા હરસ, દુખતા મસા(બવાસીર)થી ઝાડાની કબજીઆત, પુંઠનું કળતર, ચેળ આવવી. અગન બળવી, અંદરના ભાગમાં ચાંદાઓ પડવી, હાથપગનું કળતર. કેડનો દુખાવો, આફરો ચઢવો વીગેરે મટાડેછે. કી. ગોળી ૪૦ નો રૂ. ૧—૧—૦. **૭ બવાસીર પીલ્દસ**—હરસ યા મસાને ચોપડવાથી ચીમડાવી નાંખે છે. કી. ગોળી ૮ નો રૂ. ૧—૦—૦. **૮ ગુલાબી મંજન**—દાંત હાલતા, કળતા, લોહી પડવું, વીગેરે બંધ કરે છે. કીમત રૂ. ૦—૪—૦. **૯ દાદરનો પાવડર**—ઘીમાં કાલવી મલમ જેવું કરી, દાદર ઉપર મસળવાથી લાલ, કાળી ગમે તેવી દાદર, બરજતું, સુકું, લીલું, ખસ, ચાંદાં પાઠાં વગેરેને મટાડેછે. કી. ૦—૬—૦ **૧૦ માથાનો પાવડર**—આધાશીશી, આખું માથું દુઃખતું હોય. સળેખમ, છીંકને ચપટી ભરી નાકે સુંઘવાથી મટાડે છે. ઝામરના દરદને મટાડે છે. કિં. ૦—૪—૦. મેન્થોલબામ—માથાનો દુખાવો, વા, ઝામર, કાનના ચરકા, ખોડો, ઊંદરી, વીંછી વીગેરે દરદો માટે કીં. ૦—૬—૦. **૧૧ બાદશાહી પાવડર**—વાળ કાઢવાનો—વાળ નથી નીકળતા તેવી ખાતરી કરી આપનારને પાંચ રૂપીઆ ઈનામ આપવામાં આવે છે. વાંઈને ઉતારે છે કિં રૂ. ૦—૪—૦. વીસકુટક, ચાંદાની ખાવાની દવા દિવસ ૨૧ ના રૂ. ૫). હરસ યાને મસા વગર નસ્તરે, વગર દુઃખે ખરી પડેછે. ગોળી ૧ ની કીં રૂ. ૫).

## વાંઢો કહે જગ ઈશને.

વાંઢો કહે જગ ઈશનેરે, મને પરણાવો નારીરે.
વાંઢો કહે જગ ઈશને. ટેક.
બહુ બાધાઓ રાખીનેરે, ઘણા જપાવ્યા જાપરે;
તોયે નારી મળી નહી, પુરણ પ્રગટયાં છે પાપરે. વાંઢો.
જન્મ કુંડળી લઈ જોશીનેરે, પ્રશ્ન પુછવા હું જાઉંરે;
કે લગ્ન થશે આ સાલમાં, તેથી ઘણો હરખાઉંરે, વાંઢો.
લગનગાળો આવીયોરે, ઘણા ચઢયા વરઘોડેરે;
હું ચગડોળે ચઢીયો, ઘોડે ચઢીશ કયે દહાડેરે. વાંઢો.
વર કન્યા ફેરા ફરેરે, સાસુ કંસાર જમાડેરે;
સુખ એવું કયારે દેખવા, હું પરણીશ કયે દાહાડેરે. વાંઢો.
જાતીલા મારી મસ્કરીમાંરે, કરે વીવાની વાતરે;
તો હું સાચું માનીને, થતો હૃદયમાં રળીઆતરે. વાંઢો.
ઢેડ ચમાર ગમાર ઘણારે, પરણી થયા ઘરબારીરે;
એ કરતાં હું અભાગીયો, નથી મારે ઘેર નારીરે. વાંઢો.
રોજ રસોઈ કરી પીરસેરે, મુખે બોલી મીઠું મીઠુંરે;
જન્મ ધરી સુખ એવું, મેં તો સ્વપ્નમાં ન દીઠુંરે. વાંઢો.
નારી મુખ મલકાવીનેરે, જુવે પતીના સામુંરે;

દેખી દીલ મારૂં દાઝે છે, વળી ખેદ હું પામું રે. વાંઢો.
પૃથ્વી ઉપર જુઓ નારીઓરે, ઘણી પ્રભુએ નીપજાવીરે,
મારા માટે એક ઘડતાં એને આળસ કયાંથી આવીરે; વાંઢો.
ઘણાખરાના ઘરમાંરે, જુઓ બબે નારીરે;
વિધાત્રા તું અભાગણી, શી બુદ્ધી પહોંચી તારીરે. વાંઢો.
પાણી ભરવા પ્રભાતમાંરે, કુવા ઉપર હું જાઉંરે;
નારીઓ પાણી ભરતી, દેખી મનમાં મુંઝાઉરે. વાંઢો.
દેવતા સળગાવી હાથથીરે, ઊનું પાણી કરી નાઉરે;
કાચી પાકી ભાખરી, સવાર સાંજે ટાઢી ખાઉરે. વાંઢો.
સમશાન સરખું ઘર દેખાનેરે, ચીતા સરખી સજ્જાયરે;
મનની વાતોને બોલતાં, મને આવે છે લજ્જાયરે. વાંઢો.
નારી સ્વપ્નામાં આવતીરે, ત્યારે ઝબકીને જાગું રે,
સજ્યા નારી વીના કોઈ નહી, સઘળે અંધારૂં લાગ્યુંરે. વાંઢો.
વાસણની ઉતરડનેરે, રાતું લુગડું ઓઢાડુંરે;
પ્યારી ઊભાં છો એમ કહી, મારા મનને રમાડુંરે. વાંઢો.
દોરીની ગાંઠો વાળીનેરે, તેની વરમાળા બનાવીરે;
મારી ને ઊતરેડની ડોકમાં મેં હરખે પહેરાવીરે. વાંઢો.
બોલ્યા વહુ ચાલો ચોરીમાંરે, સુખ આપીશ મેં માગ્યુરે,
એમ બોલી હું ખસીગો, ઊતરેડ પડી મને વાગ્યુંરે. વાંઢો.
ઊતરેડનાં હાંલ્લાં ફુટીયાંરે, જુઓ નારીની પ્રીત્યોરે;
આજે પરણ્યો આજે રાંડ્યો, કેવો ઓરીઓ વીત્યોરે. વાંઢો.
સોમચંદ કહે જગ ઇશનેરે, સૌને બુદ્ધી આપો સારીરે;
કુંવારો કોઈ ના રહે, શોધી પરણાવો નારીરે. વાંઢો.

સમાપ્ત.